રાત પ્રાંતની

# ભૂગોળ


કર્તા

ગોકળદાસ કુબેરદાસ મહેતા





પ્રકાશક

ચંદુલાલ મણિલાલ પરિખ

ખડાયતા બુક ડીપો : : અમદાવાદ.

મુંબઈ ઈલાકાના કેળવણીખાતાએ પાઠ્ય પુસ્તક તરીકે મંજુર કરેલી.

સરળ

# ગુજરાત પ્રાંતની ભૂગોળ


કર્ત્તા.

ગોકુળદાસ કુબેરદાસ મહેતા.

હેડમાસ્તર મ્યુ-સ્કૂલ—અમદાવાદ



સંવત ૧૯૮૭

પ્રકાશક

ચંદુલાલ મણિલાલ પરિખ

રીચીરોડ—અમદાવાદ.




૦—૪—૦

# અનુક્રમણિકા

# પ્રસ્તાવના

બીજા ધોરણમાં બાળકોને ભૂગોળનું સ્થૂળજ્ઞાન આપવાની શરૂઆત થાય છે. તે ધોરણમાં વિદ્યાર્થી પોતાના **વતન** તથા **તાલુકાનું** જ્ઞાન મેળવે છે.

ધોરણ ૩જાના અભ્યાસક્રમમાં જિલ્લાના વિશેષજ્ઞાન સાથે ગુજરાતનું સામાન્ય જ્ઞાન પણ વિદ્યાર્થીઓને મેળવવાનું હોય છે. ભૂગોળ અને ઇતિહાસને ગાઢો સંબંધ છે, તેથી ભૂગોળનું જ્ઞાન આપવામાં છોકરાંને રસ ઉત્પન્ન થાય, તેવી રીતે ઇતિહાસનો સંબંધ જોડીને જો તે વિષય શિખવવામાં આવે તો વિદ્યાર્થીને તે વધારે ઉપયોગી થઈ પડે છે.

શાળાઓમાં ચાલતી ગોખણપટ્ટી કેટલેક અંશે નાબુદ કરવા અને વિદ્યાર્થીઓને આ વિષયમાં રસ ઉત્પન્ન થાય તેમ કરવા મેં બનતો પ્રયત્ન કર્યો છે. બાળકો પોતાની જાતે ભૂગોળનું આ નાનું પુસ્તક વાંચી સમજતા થાય તે હેતુ કેટલે દરજ્જે પાર પડયો છે, તે તો મારા વિદ્યાર્થીબન્ધુઓ અને શિક્ષક ભાઇઓના અભિપ્રાય ઉપર સોંપું છું.

પાંચ વર્ષ પછી આ પુસ્તકની સુધારાવધારા સાથેની ત્રીજી આવૃત્તિ બહાર પાડવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે, તેનો યશ અમદાવાદ મ્યુનિસિપલ સ્કૂલબોર્ડના એ. ઓ. સાહેબ શ્રીયુત **પ્રાણલાલ કીરપારામ દેશાઇ**ને તથા નામદાર **સ્કૂલબોર્ડ**ને ઘટે છે. તેઓએ મારા આ પુસ્તકને પોતાના તાબાની શાળાઓના ધોરણ ૩જા માટે પાઠ્ય પુસ્તક તરીકે મંજુર કરી મને ઉપકૃત કર્યો છે.

અંતમાં આ પુસ્તક તેમજ મુંબઈ ઇલાકો પોતાની શાળામાં ચલાવવા માટે અમદાવાદ મ્યુ. શાળાઓના મારા શિક્ષકબન્ધુઓનો તેમજ આ પુસ્તકની પ્રસિદ્ધિ માટે ભાઈ **ચંદુલાલ મણિલાલ પરિખ**નો એક વાર ફરીથી આભાર માની અત્રે વિરમું છું.

જણાવતાં આનંદ થાય છે કે મુંબઈ ઇલાકાના કેળવણીખાતાએ આ પુસ્તકને પાઠ્ય પુસ્તક તરીકે ચલાવવા મંજુર કર્યું છે.

શ્રાવણ સુદ ૧૧
પવિત્રા એકાદશી
સંવત ૧૯૮૫
ઢાળનીપોળ
**અમદાવાદ.**



**ગોકળદાસ કુબેરદાસ મહેતા**

સરળ

# ગુજરાતપ્રાંતની ભૂગોળ.

## સામાન્ય વર્ણન.

**છોકરાઓ,** તમે બીજી ચોપડીમાં તમારા ગામ તથા તાલુકાની ભૂગોળ શીખ્યા. હવે તમારે તમારા જિલ્લા અને પ્રાંતની ભૂગોળ શીખવાની છે.

તમારા તાલુકાની આસપાસ બીજા પણ તાલુકાઓ છે. આવા **પાંચસાત તાલુકા ભેગા મળવાથી જિલ્લો બને છે.** આપણા શહેરનું નામ અમદાવાદ અને તાલુકાનું નામ દસક્રોઇ છે. દસક્રોઇ તાલુકો અમદાવાદ જિલ્લામાં આવેલો છે. જિલ્લાના મુખ્ય અમલદારને **કલેકટર** કહે છે તે જિલ્લાના મુખ્ય ગામમાં રહે છે. આપણા જિલ્લાના કલેકટર સાહેબ અમદાવાદમાં રહે છે. કલેકટરના હાથ નીચે દરેક તાલુકા દીઠ એકેક મામલતદાર હોય છે.

આપણે પાછળ જોયું કે ઘણાં ગામ ભેગાં મળવાથી તાલુકો બને છે, અને પાંચ સાત તાલુકા મળી જિલ્લો થાય છે. જિલ્લાઓનો પ્રાંતમાં સમાવેશ થાય છે.

એકજ ભાષા બોલનારા અને સરખા પહેરવેશ તથા રીતરિવાજવાળા લોકો જેમાં વસે છે, તેને **પ્રાંત** કહે છે.

આપણા પ્રાંતનું નામ **ગુજરાતપ્રાંત** છે. આપણે જે ભાષા બોલીએ છીએ તે ગુજરાતી ભાષા કહેવાય છે. તમારે ભણવાનાં પુસ્તકો જે ભાષામાં લખેલાં છે, તે ભાષા પણ ગુજરાતી કહેવાય છે. અસલ આ સ્થળે ભટ્ટાર્ક ગુર્જર નામનો સરદાર થઈ ગયો, તેના નામ પરથી આપણા પ્રાંતનું નામ **ગુર્જરરટ્ટ** અને છેવટે **ગુજરાત** પડયું છે. ગુજરાતમાં વસનારા હિંદુ, પારસી, મુસલમાનો વગેરે સઘળા લોકો જેઓ ગુજરાતી ભાષા બોલનારા છે, તેઓ ગુજરાતી કહેવાય છે.

## ઇતિહાસ

હાલમાં ગુજરાતમાં અંગ્રેજ સરકારનું રાજ્ય છે. તેઓ પરદેશી પ્રજા છે. તેમનો દેશ અહીંથી ૫૦૦૦ માઈલ દૂર છે. આપણા રાજા મહારાજા **પાંચમા જ્યોર્જ** છે. તેઓ વિલાયતમાં આવેલા લંડન શહેરમાં રહે છે. રાજા તરફથી તેમના અધિકારીઓ આવી અહીં રાજ્ય ચલાવે છે. ગુજરાતમાં અંગ્રેજી રાજ્ય સ્થાપન થયે ફક્ત ૧૧૦ વર્ષ થયાં છે. ત્યાર પહેલાં ગુજરાતમાં મરાઠાઓનું રાજ્ય હતું. તે રાજ્યની એક શાખા હાલ પણ વડોદરામાં રાજ્ય કરે છે.

મરાઠા પહેલાં ગુજરાતમાં મુસલમાનોનું રાજ્ય હતું. અમદાવાદ શહેર વસાવનાર અહમદશાહ અને તેનો પૌત્ર મહમદ બેગડો એ બે પ્રખ્યાત મુસલમાન રાજાઓ થઈ ગયા છે.

અહમદશાહ એ ગુજરાતનો સ્વતંત્ર પાદશાહ હતો. તેની પહેલાં ગુજરાત ઉપર દિલ્હીના મુસલમાન રાજાઓના સુબા આવી રાજ્ય કરતા હતા. ઇ. સ. ૧૩૦૪માં દિલ્હીના

અલ્લાઉદ્દીન બાદશાહે ગુજરાતના છેલ્લા રજપુત રાજા કરણ ઘેલા પાસેથી ગુજરાત જીતી લેઇ સુબા મોકલવા શરૂ કર્યો હતા. તે પહેલાં ગુજરાતમાં રજપુત રાજાઓનું રાજ્ય હતું. રજપુતોમાં ઘણા વંશના પ્રખ્યાત રાજાઓ થઈ ગયા છે. તેમાં વનરાજ, મૂળરાજ અને સિદ્ધરાજનાં નામ ઘણાં જાણીતાં છે. રજપુતોમાં સૌથી જુનામાં જુનું રાજ્ય દ્વારકાંનું હતું, અને તેમાં કૃષ્ણ અને બળદેવ નામના રાજાઓ રાજ્ય કરતા હતા.

હજી પણ ગુજરાતમાં કેટલાંક દેશી રાજ્યો છે. એ દેશીરાજ્યોનો પણ ગુજરાતપ્રાંતમાં સમાવેશ થાય છે.

**સીમા**—છોકરાંઓ, તમે ગુજરાતપ્રાંતના નકશા તરફ જોશો તો જણાશે કે તેની ઉત્તરે કચ્છનું રણ, મારવાડ અને અરવલ્લી પર્વતનો કેટલોક ભાગ આવેલો છે. દક્ષિણે મહારાષ્ટ્ર અને અરબીસમુદ્ર આવેલા છે. પૂર્વે માળવા અને ખાનદેશ તથા પશ્ચિમે અરબીસમુદ્ર અને કચ્છનો અખાત આવેલો છે. ગુજરાતપ્રાંતની ઉત્તર દક્ષિણ લંબાઇ ૩૨૦ માઇલ અને પૂર્વ પશ્ચિમ પહોળાઈ ૩૬૦ માઇલની ગણાય છે.

**ભૂરચના**-ભૂ+રચના=જમીનની ગોઠવણ. ગુજરાતપ્રાંતની પશ્ચિમે અને દક્ષિણે અરબીસમુદ્ર આવેલો છે. કચ્છ અને ખંભાત આગળ એ કાંઠો અંદર જવાથી ત્યાં આગળ અખાત બને છે, અને તેથી ત્યાં વહાણો જઇ શકે છે. કાઠિઆવાડનો કિનારો સાધારણ ખાંચાખુંચી વાળો હોવાથી ત્યાં કેટલાંક બંદરો આવેલાં છે. ખંભાત, ભરૂચ અને સુરત

એ પહેલાંના વખતનાં નામીચાં બંદરો હતાં. કાઠિઆવાડનો મધ્યભાગ ડુંગરાવાળો છે. ગુજરાતપ્રાંતનો મધ્યભાગ સપાટ છે, અને ત્યાંની જમીન ફળદ્રુપ હોવાથી ખેતી સારી થાય છે. ઉત્તર અને પૂર્વ તરફનો ઘણો ખરો ભાગ પહાડી હોવાથી ત્યાં જંગલો આવેલાં છે.

**કુદરતી વિભાગ**—કુદરત એટલે પરમેશ્વર. ગુજરાતપ્રાંતના નકશા તરફ જોતાં તમને જણાશે કે ગુજરાતના જાણે એની મેળેજ ત્રણ ભાગો જુદા પડી ગયા ન હોય તેવા દેખાય છે. આ વિભાગો–૧ **કચ્છ**, ૨ **કાઠિઆવાડ દ્વીપકલ્પ**, ૩ **શુદ્ધ ગુજરાત**–છે. તેને આપણે કુદરતી વિભાગ કહીએ તો ચાલે.

ગુજરાતપ્રાંતના નકશામાં જોશો, તો મુખ્ય બે રંગો* દીઠામાં આવશે. લાલ અને પીળો. લાલ રંગ અંગ્રેજ સરકારની અને પીળો રંગ દેશી રાજ્યોની હદ બતાવે છે.

ગુજરાતપ્રાંતમાં નીચેના જિલ્લાઓ અંગ્રેજ સરકારને તાબે છે.

૧ **અમદાવાદ**, ૨ **ખેડા**, ૩ **ભરૂચ**, ૪ **સુરત**, ૫ **પંચમહાલ**.

દેશી રાજ્યો–૧ **મહિકાંઠા એજન્સિ**, ૨ **રેવાકાંઠા એજન્સિ**, ૩ **સુરત એજન્સિ**, ૪ **કચ્છ**, **કાઠિઆવાડ અને પાલણપુર એજન્સિનાં બનેલાં પશ્ચિમહિંદનાં દેશીરાજ્યો**, ૫ **વડોદરા રાજ્ય**, ૬ **ખંભાત સંસ્થાન**.

પાછળ કહ્યું તેમ જિલ્લાઓનો કારભાર કલેકટરો કરે છે. દેશીરાજ્યોનો કારભાર ત્યાંના રાજાઓ કરે છે, પરંતુ

---

* નકશામાં ઘણા જુદા જુદા રંગો છે, તે જિલ્લા વગેરેની હદ દર્શાવે છે. તે શિક્ષકે સમજાવવું.

તેમના કામ ઉપર અંગ્રેજ સરકાર તરફથી મૂકેલો અમલદાર પૂરતી દેખરેખ રાખે છે. દેશી રાજા તે અમલદારની સલાહ સિવાય ભાગ્યેજ કોઇ કામ કરી શકે છે.

દેશીરાજ્ય નાનું કે મોટું હોય, તેના પ્રમાણમાં ત્યાં અંગ્રેજ સરકારનો અમલદાર રહે છે. **નાનાં નાનાં દેશીરાજ્યોના સમૂહને એજન્સિ કહે છે**, અને ત્યાં રહેતા અંગ્રેજ અમલદારને **પોલિટિકલ એજન્ટ** કહે છે. મોટા દરજ્જાનાં રાજ્યોમાં રહેતા અમલદારને **રેસિડેન્ટ** કે **એજન્ટ ટુ ધ ગવર્નર જનરલ** કહે છે.

ઉપર કહેલી મહીકાંઠા અને રેવાકાંઠા એજન્સિઓમાં પોલિટિકલ એજન્ટ રહે છે. વડોદરા રાજ્યમાં રેસિડેન્ટ અને પશ્ચિમહિંદનાં દેશીરાજ્યોમાં એજન્ટ ટુ ધ ગવર્નર જનરલ રહે છે.

જે દેશીરાજ્યો તદન નાનાં છે, તેની ઉપર જુદો અમલદાર નહિ રાખતાં એજન્સિની પાસેના જિલ્લાના કલેકટરને તેનો કારભાર સોંપેલો હોય છે. જેમકે સુરત એજન્સિ પર સુરત જિલ્લાનો કલેક્ટર અને ખંભાતસંસ્થાન ઉપર ખેડા જિલ્લાનો કલેકટર દેખરેખ રાખે છે.

**રાજકીય વિભાગ**—રાજ્યની સગવડ માટે જે વિભાગ પાડવામાં આવે છે, તેને રાજકીય વિભાગ કહે છે. રાજકીય વિભાગ પાડતાં ગુજરાતના ઉપર કહેલા કુદરતી વિભાગમાંથી કચ્છ, કાઠિઆવાડ અને પાલણપુર એજન્સિનાં બનેલાં નવાં પશ્ચિમહિંદ એજન્સિનાં રાજ્યો તથા વડોદરાનું રાજ્ય કાઢી લેઇ દક્ષિણમાં આવેલો થાણા જિલ્લો તથા જવાર

સંસ્થાન ગુજરાતના બીજા જિલ્લાઓ સાથે ગણી લેવામાં આવે છે, અને તે બધાને **ઉત્તરવિભાગ** નામ આપવામાં આવ્યું છે.

આ વિભાગના ઉપરી **કમિશનર** છે, તે અમદાવાદમાં રહે છે. જિલ્લાઓના કલેકટરોના ઉપરી આ કમિશનર સાહેબ છે.

આ પ્રમાણે ઉત્તર વિભાગના રાજકીય વિભાગ નીચે પ્રમાણે છે.

| **૧ ખાલસા મુલક** ( અંગ્રેજી રાજ્ય ) | **૨ દેશીરાજ્યો** |
|---|---|
| જિલ્લાઓ | |
| ૧ અમદાવાદ | ૧ મહીકાંઠા એજન્સિ |
| ૨ ખેડા | ૨ રેવાકાંઠા એજન્સિ |
| ૩ ભરૂચ | ૩ સુરત એજન્સિ |
| ૪ સુરત | ૪ ખંભાત સંસ્થાન |
| ૫ પંચમહાલ | ૫ જવાર સંસ્થાન |
| ૬ થાણા | |

ઉપર કહેલાં દેશીરાજ્યો કમિશનરની દેખરેખ હેઠળ છે, અને પશ્ચિમ હિંદનાં રાજ્યો તથા વડોદરા રાજ્ય હિંદુસ્તાનના ઉપરી વાઇસરૉય સાહેબની સત્તા નીચે છે.

**સ્વતંત્રરાજ્યો**—અંગ્રેજ સરકારના અને દેશીરાજ્યોના મુલક સિવાય ઉત્તર વિભાગમાં **દીવ** અને **દમણ** પોર્ટુગીઝ પ્રજાનાં રાજ્યો છે. ગુજરાતના દેશીરાજાઓ પાછળ કહ્યું તેમ પરતંત્ર છે. તેમને અંગ્રેજ સરકારને દર વરસે નક્કી કરેલા રૂપીઆ ખંડણી રૂપે આપવા પડે છે; પણ પોર્ટુગલ પ્રજાને કંઇપણ આપવું પડતું નથી, તેથી તે સ્વતંત્ર રાજ્યો કહેવાય છે.

**પર્વતો**—પર્વત કોને કહે છે તે આપણે પાછળ જોયું. પર્વતમાંથી નાની મોટી નદીઓ નીકળે છે. તે સિવાય પર્વતમાંથી જુદી જુદી જાતના પત્થરો અને કેટલીક ધાતુઓ પણ નીકળે છે. વળી પર્વત ઉપર ઈમારતી તથા બાળવાનાં લાકડાં પણ થાય છે. જે પર્વત પર ઝાડ હોતાં નથી, તે **બોડા** કહેવાય છે. પર્વતની ટોચને **શિખર** અને નીચેના ભાગને **તળેટી** કહે છે. પર્વતોની ટોચ ઉપર ઉંચાણને લીધે હવા ઠંડી હોય છે, તેથી ઘણા લોકો ઉનાળામાં ત્યાં હવા ખાવા જાય છે. વળી પર્વતની ટોચે દેવદેવીઓનાં મંદિરો હોવાથી કેટલાક લોકો જાત્રા કરવા પણ જાય છે.

**આબુ**—ગુજરાતની ઉત્તરે આવેલો છે. તેની ઉંચાઇ ૫૬૦૦ ફુટ છે. આખા ગુજરાતમાં તે મોટો હોવાથી તેને ગિરિરાજ એટલે પર્વતોનો રાજા પણ કહે છે. તેના ઉપર કેટલાક દેશીરાજાઓ તથા શ્રીમંતોના બંગલાઓ છે. ગુજરાત અને તેની આસપાસના લોકો તથા કમિશનર સાહેબ ઉનાળામાં ત્યાં હવા ખાવા જાય છે. '**દેલવાડાનાં દહેરાં**' નામે ઓળખાતાં જૈન લોકોનાં સુંદર દહેરાં તથા નખી તળાવ, અર્બુદાદેવી વગેરે આ શિખર પર આવેલાં છે. દેલવાડાનાં દહેરાંનું કોતરણી કામ ઘણું જ સુંદર છે. એ દહેરાં ગુજરાતના રાજા પહેલા ભીમદેવના પ્રધાન વિમળશાહે તથા ધોળકાના રાણા વીરધવળના પ્રધાન વસ્તુપાળ તથા તેજપાળ નામના બે ભાઇઓએ બંધાવ્યાં હતાં.

**આરાસુર**—ગુજરાતની ઈશાન સરહદ પર આવેલો છે. ત્યાં આબુરોડ સ્ટેશનથી જવાય છે. પ્રખ્યાત અંબાભવાનીનું દહેરૂં તેના ઉપર આવેલું હોવાથી ઘણા લોકો ત્યાં

જાત્રાએ જાય છે. અહીં ગબ્બર પર્વત તથા પાસે આવેલાં કુંભારીઆંનાં દહેરાં જોવા જેવાં છે. આ પર્વતમાંથી આરસ-પહાણ નામના સફેદ પત્થર નીકળે છે.

**પાવાગઢ**—પંચમહાલ જિલ્લામાં આવેલો છે. તેની ઉંચાઇ ૨૫૦૦ ફુટ છે. તેના ઉપર રાત દિવસ પુષ્કળ પવન વાયા કરે છે, તેથી તેને કેટલાક **પવનગઢ** પણ કહે છે. તેની ઉપર કાળકા માતાનું દહેરૂં છે. પર્વત પરના કિલ્લા, જુના કોઠારો તથા ખાપરા ઝવેરીનો મહેલ વગેરે જોવા જેવાં છે. આ પર્વતમાંથી લોઢું અને મેંગેનીઝ ધાતુ નીકળે છે.

**રાજપીપળા**—રેવાકાંઠા એજન્સિમાં સહ્યાદ્રિ પર્વતની શાખા છે, તેના ઉપર જંગલો હોવાથી સાગ, વાંસ, ઇમારતી લાકડાં, મધ, લાખ વગરે થાય છે. અહીંથી અકીકના પત્થર નીકળે છે, અને તે સાફ થવા ખંભાત જાય છે. આ ડુંગરોમાં વાઘ, ચિત્તા વિગરે હિંસક પ્રાણીઓ દીઠામાં આવે છે.

**ગીરનાર**—કાઠિઆવાડમાં મોટામાં મોટો પર્વત જુનાગઢ પાસે આવેલો છે. તેની તળેટીમાં મહાન અશોક રાજાએ કોતરાવેલો પ્રખ્યાત શિલાલેખ છે. અહીં જૈન તથા હિંદુધર્મનાં દહેરાં આવેલાં છે.

**ગીર**—આ પર્વત પણ કાઠિઆવાડમાં આવેલો છે. તેની પાડોશમાં મોટું જંગલ આવેલું છે. તે ગીરનું જંગલ કહેવાય છે. આ જંગલમાં **સિંહ** જોવામાં આવે છે. હિંદુસ્તાનમાં બીજા કોઇ પણ સ્થળે સિંહ થતા નથી.

**શત્રુંજય કે શેત્રુંજો**—પાલીતાણા પાસે ૨૫૦૦ ફુટ ઉંચો છે. તેના ઉપર જૈન લોકોનાં પુષ્કળ દહેરાં આવેલાં

હોવાથી તેમનું જાત્રાનું મોટું ધામ છે. જેનો તેને સિદ્ધાચળ કહે છે. અહીંનાં દહેરાંમાં વસ્તુપાળ અને તેજપાળે બંધાવેલાં દહેરાં ખાસ જોવા જેવાં છે.

**બર્ડા**—આ પર્વતનો આકાર બરડા ( વાંસા ) જેવો હોવાથી તેને બર્ડો કહે છે. તેમાંથી લોખંડ નીકળે છે. પર્વત ઉપર વાંસનાં ઝાડ પુષ્કળ ઊગે છે.

## નદીઓ.

**નર્મદા**—( ૭૬૦ માઇલ ) વિંધ્યાચળ પર્વતમાંથી નીકળી રાજપીપળા અને ભરૂચ જિલ્લામાં વહી ખંભાતના અખાતને મળે છે. ગુજરાતમાં આ મોટામાં મોટી નદી છે. આ નદીનું બીજું નામ **રેવાજી** છે. તે બહુ પવિત્ર મનાય છે. તેના ઉપર **ભરૂચ, ચાણોદ** અને **શુકલતીર્થ** આવેલાં છે. આ નદીનો પટ પહોળો હોવાથી તેના મુખથી સો માઇલ સુધી વહાણો ફરી શકે છે. આ નદીમાં પ્રખ્યાત **કબીરવડ** અને **સુરપાણનો ધોધ** આવેલાં છે.

**તાપી**—( ૪૫૦ માઇલ ) આ નદી સાતપુડા પર્વતમાંથી નીકળી સુરત જિલ્લામાં વહી ખંભાતના અખાતને મળે છે. તેને કાંઠે **સુરત** અને **રાંદેર** આવેલાં છે. આ નદીમાં પણ તેના મુખથી ૩૨ માઇલ સુધી વહાણો ફરી શકે છે.

**મહી**—( ૩૨૫ માઇલ ) માળવાના ડુંગરમાંથી નીકળી ખેડા જિલ્લામાં થઇ ખંભાતના અખાતને મળે છે. તેના ઉપર મુખ્ય શહેર **ખંભાત** છે. મહા નદી ઘણી મોટી હોવાથી અને તેના મુખમાં કેટલાક માઇલ સુધી સમુદ્રનું પાણી આવતું હોવાથી તેને કેટલાક **મહીસાગર** પણ કહે છે. આ નદીમાં રેતી કરતાં કાળા પત્થર વધારે જોવામાં આવે

છે. આ નદી ઘણી ઉંડાણમાં વહે છે, અને તેના કાંઠા ઘણા ઉંચા છે, તેથી તે ઉતરતી વખતે અઘરી પડે છે, તે ઉપરથી એવી કહેવત ચાલે છે કે " ઉતર્યા મહી, અને થયા સહી. " મહી નદી પરનો વાસદ પાસેનો પૂલ ઘણો મોટો અને જોવા જેવો છે.

**સાબરમતી**—(૨૦૦ માઈલ) અંબાજી માતા પાસેના અરવલ્લી પર્વતમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે. તેના ઉપર **અમદાવાદ** અને **પેથાપુર** આવેલાં છે.

**બનાસ** અને **સરસ્વતી**—અરવલ્લીના પર્વતમાંથી નીકળી કચ્છના રણને મળે છે. સરસ્વતી નદી ઉપર મોટું શહેર **સિદ્ધપુર** આવેલું છે, ત્યાં લોકો માતૃશ્રાદ્ધ કરવા જાય છે. આ બંને નદીઓ દરીઆને મળતી નહિ હોવાથી તે કુંવારિકા કહેવાય છે, અને તેથી હિન્દુ લોકો તેને વધારે પવિત્ર માને છે.

**ભાદર**—કાઠિઆવાડમાં જસદણ પાસેના ડુંગરમાંથી નીકળી અરબી સમુદ્રને મળે છે.

**શેત્રુંજી**—ગીર પર્વતમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે.

આ સિવાય **વાત્રક, ખારી, મેશ્વો, હાથમતી, દમણગંગા** વગેરે નદીઓ આવેલી છે.

**કિનારો**—જે દેશની આગળ પાછળ દરીઓ ફરી વળેલો હોય અથવા તેનો અમુક ભાગ દરીઆ કિનારે આવેલો હોય તો તે દેશનો દરિઆઇ વેપાર સારો ચાલે છે. ગુજરાતમાં કાઠિઆવાડનો કેટલોક ભાગ તથા ભરૂચ અને સુરત જિલ્લા પાસેનો થોડો ભાગ દરીઆ કિનારે આવેલો

હોવાથી ત્યાં દરીઆ મારફતે થોડો ઘણો વેપાર ચાલે છે. તે કિનારે મુખ્ય બંદરોમાં દ્વારકાં, પોરબંદર, નવાનગર, માંગરોળ, વેરાવળ, જાફરાબાદ, દીવ, ભાવનગર, ઘોઘા, ખંભાત, ટંકારીઆ, ભરૂચ, વલસાડ, અને સુરત જાણીતાં બંદરો છે. કચ્છ અને ખંભાતના અખાત રેતીને લીધે પુરાતા ગયા છે. કાઠિઆવાડની નદીઓ નાની હોવાથી જળમાર્ગ માટે નકામી છે. ફક્ત નર્મદા અને તાપી નદીઓમાં પાછળ કહ્યું તેમ મુખથી થોડે છેટે વહાણો ફરી શકે છે.

**હવાપાણી**—ગુજરાતની હવા સારી અને તંદુરસ્ત છે. ઘણે સ્થળે તાપ અને ટાઢ સરખાં પડે છે. ઉત્તર ભાગમાં કચ્છના રણને લીધે ઉનાળામાં તાપ સખત પડે છે. કાઠિઆવાડના મધ્ય ભાગમાં હવા વધારે ગરમ રહે છે. દરીઆ કિનારાના પ્રદેશોમાં હવા સમધાત છે.

**વરસાદ**—આપણા દેશમા ચોમાસામાં વરસાદ વરસે છે. ચોમાસું ઉનાળા પછી બેસે છે. ઉનાળામાં સૂર્યના તાપને લીધે તળાવ, નદી, દરીઆ વગેરેનાં પાણીની વરાળ થઇ ઉંચે ચઢેછે. એ ઉંચે ચઢેલી વરાળનાં વાદળાં બંધાય છે, અને તે વરાળ જ્યારે તેને ઠારનાર પર્વતો અને જંગલોની પાસે જાય છે ત્યારે તેની ઠંડકને લીધે તે વરાળ ઠરી જઇ વરસાદ વરસે છે. આ ઉપરથી તમો સમજી શકશો કે દેશના જે ભાગમાં જંગલો અને પર્વતો વધારે આવેલાં હોય ત્યાં બીજા ભાગો કરતાં વરસાદ વધારે પડે છે.

આખા ગુજરાતમાં સુરત જિલ્લામાં ગુજરાતના બીજા ભાગો કરતાં વરસાદ વધારે પડે છે, અને

હવા પણ થંડી રહે છે. કચ્છ અને કાઠિઆવાડમાં વરસાદ ઓછો પડે છે. મધ્ય ગુજરાતમાં વરસાદ ઠીક પડે છે.

**વનસ્પતિ**—ગુજરાત એ એક બગીચા રૂપ છે. તેમાં જ્યાં જ્યાં ડુંગરો આવેલા છે, ત્યાં ત્યાં મહુડા, સીસમ, વાંસ, સાગ, બાવળ વગેરેનાં ઝાડ પુષ્કળ થાય છે. આ સિવાય દરેક સ્થળે લીમડો, પીપળો, પીપળ, વડ, આંબલી, આંબા, ખાખરા, રાયણ, બોરડી વગેરેનાં ઝાડ દીઠામાં આવે છે. પંચમહાલ જિલ્લામાં મહુડાનાં ઝાડ વધારે છે. સુરત જિલ્લામાં ખાસ કરીને આંબા, ફણસ અને તાડીનાં ઝાડ વધારે થાય છે. જંગલમાંથી ભીલ લોકો ગુંદર, લાખ, મધ અને મીણ લાવી વેચે છે. ખાખરાના પાનનાં પત્રાળાં અને પડીઆ બને છે.

ખેતીની પેદાશ—જમીનના ત્રણ પ્રકાર છે. ૧ ગોરાડુ, ૨ કાળી અને ૩ રેતાળ. ગોરાડુ જમીન રતાશ પડતી છે તેમાં દરેક અનાજ થાય છે. કાળી જમીનમાં ડાંગર, ચણા ઘઉં અને કપાસ સારો થાય છે. રેતાળ જમીનમાં બટાટા, ટેટી વગેરે થાય છે.

ગુજરાતમાં ઘઉં, બાજરી, જુવાર, તુવેર, તલ, દીવેલી, સરસવ, કપાસ, ભીંડી, શેરડી, મકાઈ, બાવટો, કોદ્રા, ડાંગર, તમાકુ, વરિઆળી, જીરૂ, કઠોળ–મગ, મઠ, ચોળા, અડદ, વાલ, ચણા–વગેરે અનાજ તથા જુદી જુદી જાતનાં શાક, તથા કેરી, જામફળ, બોર, દાડમ, કેળાં વગેરે મેવો જુદે જુદે સ્થળે સારાં થાય છે.

અમદાવાદ શહેરની આસપાસના દશ દશ ગાઉ ફરતા ભાગને **દશકોશી** કહે છે. ત્યાંની **ડાંગર** વખણાય છે.

અમદાવાદ જિલ્લાના ધોળકા તાલુકાનો દક્ષિણ ભાગ, અને ધંધુકા તાલુકાના પૂર્વ ભાગને **ભાલ** કહે છે; ત્યાંની જમીન કાળી હોવાથી ત્યાં **ઘઉં**, **ચણા**, અને **કપાસ** સારાં થાય છે.

ખેડા જિલ્લાના મધ્ય ભાગને **ચરોતર** કહે છે. ચરોતર શબ્દ 'ચારૂતર' ઉપરથી થયેલો છે. ચારૂતર શબ્દનો અર્થ ઘણો સુંદર પ્રદેશ થાય છે. આ ભાગની જમીન ઘણીજ ફળદ્રુપ છે, અને તેથી ત્યાં **તમાકુ**, **જીરૂ** અને **વરિઆળી** સારાં થાય છે.

ભરૂચ જિલ્લાનો પૂર્વ ભાગ અને વડોદરા પ્રાંતનો દક્ષિણ ભાગ **કાનમ** કહેવાય છે, ત્યાંની જમીન કાળી હોવાથી ત્યાંનો મુખ્ય પાક **કપાસ** છે.

સુરત જિલ્લામાં **ડાંગર**, **કેરી**, **ફણસ**, **અનનાસ** અને **કેળાં** થાય છે. થાણા જિલ્લામાં વસાઈ તરફ **કેળાં**, **પાન** અને **શેરડી** તથા દરીઆકિનારે નાળીએર અને તાડીનાં ઝાડ જોવામાં આવે છે.

**ખનીજ**—ખાણમાંથી—જમીનમાંથી—નીકળે તે ખનીજ કહેવાય. ગુજરાતમાં મુખ્ય ખનીજો નીચે પ્રમાણે છે.

**પત્થર**—કાઠિઆવાડમાં પોરબંદર અને ધાંગધ્રા તથા ઈડર પાસે અમનગરમાં પત્થરની ખાણો છે.

**આરસપહાણ**—આરાસુર પર્વતમાંથી નીકળે છે.

**અબરખ**—મહીકાંઠા અને રેવાકાંઠા એજન્સિમાં તેની ખાણો છે.

**અકીક**—આ એક જાતના પત્થર છે અને તેનાં બટન, એરીંગ, વીંટીનાં નંગ વગેરે બને છે. રાજપીપળાના ડુંગરમાંથી અકીક નીકળે છે.

**લોઢું અને મેંગેનીઝ**—બડો પર્વતમાંથી લોઢું અને પાવાગઢમાંથી લોઢું અને મેંગેનીઝ ધાતુ નીકળે છે.

**સુરોખાર**—રાધનપુરના રાજ્યમાંથી નીકળે છે.

**મીઠું**—ખારાઘોડામાં પકવવામાં આવે છે. આ મીઠું વરાગડું મીઠું કહેવાય છે. વલસાડ પાસે ધરાસણા અને કાઠિઆવાડમાં કેટલેક સ્થળે દરીઆના પાણીમાંથી મીઠું પકવવામાં આવે છે, તે ઘસીઉં મીઠું કહેવાય છે.

**મોતી**—દરીઆમાં થાય છે. કચ્છના અખાતમાં અને કાઠિઆવાડની પાસેના દરીઆના કેટલાક ભાગમાંથી મોતી કાઢવામાં આવે છે.

**જનાવરો**–આખા ગુજરાતમાં સિંહ ફક્ત કાઠિઆવાડના ગીરના ડુંગરમાંજ જોવામાં આવે છે, તે સિવાય વાઘ, દીપડા, રીંછ, વરૂ જેવાં શિકારી તથા સાબર, હરણ શિઆળ વગેરે જાતનાં જનાવરો જંગલમાં દીઠામાં આવે છે. આ સિવાય પાળી શકાય તેવાં ઊંટ, ઘોડા, ગધેડાં, પાડા, ગાય, બળદ, ભેંસ, બકરાં, કુતરાં, બિલાડાં વગેરે પ્રાણીઓ સર્વ સ્થળે જોવામાં આવે છે.

**ઉદ્યોગ અને ધંધો**—ગુજરાતમાં ૪૦ શહેરો અને ૫ હજાર ગામડાં છે. ગામડાંના લોકોનો મુખ્ય ધંધો ખેતી અને મજુરી છે. મોટાં શહેરોમાં કપાસ લોઢવાનાં જીનો, અને અમદાવાદ શહરમાં કાપડ વણવાની મિલો વગેરે છે, ત્યાં લોકો મજુરી કરી પોતાનું ગુજરાન ચલાવે છે. ભણેલા લોકો સરકારી તથા ખાનગી નોકરીઓ કરી આજીવિકા ચલાવે છે. અમદાવાદ અને સુરતમાં રેશમી અને કસબી કામ સારૂં થાય છે. હાલમાં દિવાસળીનાં, દળવાનાં અને

ખાંડવાનાં કારખાનાં પણ દાખલ થએલાં છે. અમદાવાદ, પ્રાંતીજ, કપડવંજ વગેરે સ્થળે સાબુનાં કારખાનાં છે.

કાઠિઆવાડ અને બીજા કેટલાક ભાગમાં હજી હાથની સાળો પર કાપડ વણાય છે. વળી કારીગરીમાં સોનારૂપાનું કોતરણી કામ, સોનેરી અને કસબી ભરતકામ તથા ખંભાતમાં અકીકનું કામ સારૂં થાય છે.

**નિકાશ**—આપણા દેશમાં જે જે ચીજો પાકે છે, તે બધી આપણે વાપરી દેતા નથી. ખપ કરતાં વધારાની ચીજો આપણે પરદેશ મોકલીએ છીએ, તેને નિકાશ કહે છે. આવી નિકાશ થતી ચીજોમાં સુતરાઉ કાપડ, રૂ, અનાજ, જેમાંથી તેલ જેવો પ્રવાહી પદાર્થ નીકળ છે તેવાં તેલીબીયાં, ચામડાં વગેરે મુખ્ય છે.

**આયાત**—પરદેશમાંથી જે માલ આપણા દેશમાં આવતો હોય તેને આયાત કહે છે. લોખંડનો સામાન, સુતરાઉ, ગરમ અને રેશમી કાપડ, કેરોસીન, કોલસા, કાચનો સામાન, કાગળ, ખાંડ, દવાઓ અને બીજો પરચુરણ સામાન પરદેશથી અહીં આવે છે.

**વ્યવહારનાં સાધનો**—ગુજરાતનાં મોટાં ગામો રેલવેના સંબંધથી જોડાએલાં છે. આગગાડી નથી ત્યાં કાચી પાકી સડકો પર મોટરો, ગાડાં, પોઠો, ઊંટ વગેરે મારફતે કેટલોક વ્યવહાર ચાલે છે. તાપી, નર્મદા જેવી નદીઓમાં નાનાં વહાણ મારફતે માલ આવજા કરે છે. પાલણપુર તરફ અને કચ્છ જેવાં રેતીવાળાં સ્થળોમાં ઊંટથી કેટલુંક કામ થાય છે. હાલમાં કાઠિઆવાડનાં કેટલાંક બંદરોમાં આગબોટથી માલ આવજા કરે છે.

ગુજરાતમાં મુખ્ય રેલવે નીચે પ્રમાણે છે.—

**૧ બી. બી. સી. આઇ રેલવે**—આ રેલવે મુંબઇથી વીરમગામ સુધી છે. મુંબઇથી ત્યાં જતાં મુખ્ય સ્ટેશનો નીચે પ્રમાણે આવે છે. **મુંબઇ, વલસાડ, સુરત, ભરૂચ, વડોદરા, આણંદ, નડિઆદ, મહેમદાવાદ, અમદાવાદ** અને **વીરમગામ.**

**૨ રજપુતાના માળવા રેલવે**—આ રેલવે અમદાવાદથી **કલોલ, મહેસાણા, સિદ્ધપુર** અને **પાલણપુર** થઇ **અજમેર** તરફ જાય છે.

**૩ અમદાવાદ પ્રાંતીજ રેલ્વે**—આ લાઇન ઠેઠ ખેડબ્રહ્મા સુધી જાય છે.

**૪ અમદાવાદ બોટાદ રેલવે**—આ લાઇન અમદાવાદથી **સરખેજ, ધોળકા, ધંધુકા** થઇ કાઠિઆવાડમાં **બોટાદ** સુધી જાય છે.

**૫ વીરમગામથી ભાવનગર** જતી **રેલવે**—આ લાઇન વીરમગામથી વઢવાણ થઈ શાખા કાઠિઆવાડમાં પથરાઇ છે, અને તેની મારફતે **મોરબી, જામનગર, દ્વારકાં, રાજકોટ, જુનાગઢ, પોરબંદર, વેરાવળ** અને **ભાવનગર** તરફ જવાય છે.

**૬ વડોદરાથી ગોધરા** જતી **રેલવે**—આ બી. બી. સી. આઇનો ફાંટો છે, અને તેની મારફતે ગોધરાથી **રતલામ** થઈ **અજમેર** જવાય છે.

**૭ તાપ્ટીવેલી રેલવે**-આ લાઇન **સુરતથી જલગામ** જાય છે.

**૮ આણંદથી ગોધરા** અને **આણંદથી ખંભાત**

**રેલવે**—આણંદથી **ડાકોર** થઇ ગોધરા જવાય છે. આણંદથી **પેટલાદ** થઇ ખંભાત જવાય છે. આ સિવાય નડિઆદથી કપડવંજ જતી નાની રેલવે, તથા વડોદરા રાજ્યની બીજી નાની રેલવેઓ આવેલી છે.

**વસ્તી**—આપણા ગુજરાત પ્રાંતમાં લગભગ **૯૬ લાખ** માણુસની વસ્તી છે. તેમાં હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી અને પારસીનો સમાવેશ થાય છે. હિંદુઓમાં અસલ ચાર જાતો-બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર હતી, પરંતુ હાલમાં હિંદુઓ અનેક જાતોમાં વહેંચાઈ ગયા છે. સૌથી વધારે વસ્તી હિંદુઓની અને સૌથી ઓછી પારસીઓની છે. દરેક જાતિનો પોશાક જુદો જુદો છે. હિંદુ પુરુષો ધોતીયાં પહેરે છે, અને માથે પાઘડી પહેરે છે. કાઠિઆવાડમાં લોકો ચોરણા પહેરે છે, અને માથે ફેંટા બાંધે છે. મુસલમાનો દાઢી રાખે છે. દેશી ખ્રિસ્તી લોકોનો પોશાક લગભગ હિંદુઓ જેવો જ છે. પારસી લોકો સુરવાળ પહેરે છે, અને માથે ટોપી કે ઉભા ઘાટની કાળી પાઘડી પહેરે છે. પારસીઓની સ્ત્રીઓ લેંઘી પહેરે છે, અને માથું બાંધે છે, તથા હિંદુ સ્ત્રીઓની પેઠે સાડી પહેરે છે.

જંગલમાં **ભીલ, નાયકા, કોળી** વગેરે જાતો વસે છે.

**ભાષા**—ગુજરાતમાં મુખ્યત્વે કરીને **ગુજરાતી** ભાષા બોલાય છે; પરન્તુ કેટલાક બ્રાહ્મણો અને વિદ્વાનો **સંસ્કૃત** ભાષા પણ બોલે છે અને લખે છે. હિંદુધર્મનાં ઘણાંખરાં પુસ્તકો આ ભાષામાં લખેલાં છે. મુસલમાનો કેટલીકવાર બોલવામાં ઉર્દુ ભાષા વાપરે છે. અંગ્રેજી રાજ્યના અમલ પછી સરકારી કામકાજમાં **અંગ્રેજી** ભાષા વપરાય છે.

**ધર્મ**—

૧ **હિંદુધર્મ**—આ ધર્મના ઘણા પંથ–ફાંટા–છે, તેમાંના **શૈવ, વૈષ્ણવ, સ્વામીનારાયણ** અને **આર્ય-સમાજી** મુખ્ય છે.

૨ **જૈનધર્મ**—આ લોકોના આચારવિચાર હિંદુઓ જેવાજ છે, પરંતુ તેઓ જીવદયાને વધારે માનનારા છે. જૈનધર્મના બે વિભાગ છે. **શ્વેતામ્બરી** અને **દિગંબરી.**

૩ **મુસલમાની ધર્મ**–આ ધર્મના સ્થાપનાર હજરત મહમદ પેગંબર સાહેબ હતા. મુસલમાનો મૂર્તિપૂજાને માનતા નથી. તે ધર્મના **શિઆ** અને **સુન્ની** એવા બે ભાગ છે.

૪ **જરથોસ્તી ધર્મ**—પારસી લોકો આ ધર્મ પાળે છે. પારસીઓ મૂળ ઈરાન દેશના રહેવાસી હતા. ત્યાંથી તેઓના ઉપર મુસલમાનોના હુમલા થવાથી તેઓ આ દેશમાં આવી વસેલા છે. તેઓ દેવતા–અગ્નિ–ની પૂજા કરે છે. તેમના મંદિરને અગિઆરી કહે છે.

૫ **ખ્રિસ્તી ધર્મ**—આ ધર્મ સ્થાપનાર લોર્ડ જીસસ ક્રાઈસ્ટ છે. યુરોપીઅનોના સહવાસથી કેટલાક દેશીઓએ આ ધર્મ સ્વીકાર્યો છે, અને તેઓ દેશીખ્રિસ્તી કહેવાય છે. હિંદુધર્મનું જુનામાં જુનું પુસ્તક **વેદ,** મુસલમાનોનું **કુરાન.** અને ખ્રિસ્તીઓનું **બાઇબલ** છે.

**રાજ્ય વ્યવસ્થા**—ઘરનો કારભાર ચલાવવાને જેમ કુટુંબનાં માણસોને જુદાં જુદાં કામ કરવાં પડે છે, તેમ ગામ, તાલુકો, જિલ્લો અને આખા પ્રાંતનો કારભાર ચલાવવાને માટે સરકારે જુદાં જુદાં ખાતાં પાડેલાં છે.

આપણે પાછળ જોઇ ગયા કે **ગુજરાત પ્રાંતના ઉપરી કમિશનર સાહેબ** છે. તેમના હાથ નીચે જિલ્લાના **કલેક્ટરો** અને કલેકટરોના હાથ નીચે **તાલુકાવાર મામલતદારો** હોય છે. મામલતદારોના હાથ નીચે ગામવાર **મુખી** અને **તલાટીઓ** છે. આ બધા અધિકારીઓનું કામ ચોરી, લૂંટફાટ થતી અટકાવી, મહેસુલ–ખેતરોની પેદાશ–ભેગું કરવાનું છે.

આ સિવાય નીચેનાં ખાતાં પણ સરકારે રાખેલાં છે.

**પોલીસખાતું**—ચોર અને લુંટારાને પકડવા, તથા ગુના થતા અટકાવવા સરકારે આ ખાતું કાઢયું છે. આ ખાતામાં જિલ્લા દીઠ એક **પોલીસ સુપ્રિન્ટેન્ડેન્ટ** હોય છે. તેના હાથ નીચે પોલીસ ઇન્સ્પેકટર, સબ ઇન્સ્પેકટર, જમાદાર, નાયક વગેરે નાના અમલદારો છે. દરેક ગામમાં મુખી [પોલીસ પટેલ] હોય છે, તે ગામમાં કંઈ નવાજુની થતાં તાલુકાના સબ ઈન્સ્પેકટરને ખબર આપે છે.

**દિવાનીખાતું**—પૈસાની લેવડદેવડમાં વાંધો પડે, તો તે બાબતની ફરિઆદ સાંભળી તેનો ચુકાદો આપવાનું કામ આ ખાતાનું છે. આ કામ કરવા દરેક તાલુકામાં **મુન્સફ** હોય છે. તાલુકો નાનો હોય, તો બે તાલુકા વચ્ચે એક મુન્સફ હોય છે.

**કેળવણીખાતું**—આપણી શાળાઓ આ ખાતાની દેખરેખ નીચે ચાલે છે. તેમાં વિભાગના ઉપરી એજ્યુકેશનલ ઇન્સ્પેકટર, અને તેમના હાથ નીચે જિલ્લા વાર ડેપ્યુટિ એજ્યુકેશનલ ઇન્સ્પેકટર, અને તેમના હાથ નીચે તાલુકાવાર આસિસ્ટંટ ડેપ્યુટિ એજ્યુકેશનલ ઇન્સ્પેકટરો હોય છે. તેઓ શાળાઓની પરીક્ષા લઇ દેખરેખ રાખે છે.

**બાંધકામખાતું**—જાહેર રસ્તાઓ, સરકારી મકાનો તથા કુવા, તળાવ વગેરે બંધાવવા તથા સમરાવવા સરકારે આ ખાતું સ્થાપ્યું છે. તેના ઉપરી **જિલ્લાના ઇજિનેર સાહેબ** છે. તેમના હાથ નીચે હરેક તાલુકામાં **ઓવરસિઅર** હોય છે.

**સુખાકારીખાતું**—ગરીબ લોકોને મફત દવા આપવાને અને માંદાની માવજત કરવાને હરેક જિલ્લામાં એક મોટું સરકારી દવાખાનું હોય છે, તેના ઉપરીને સિવિલ સરજન કહે છે. તેના હાથ નીચે હરેક તાલુકાના મુખ્ય ગામમાં દવાખાનું હોય છે, ત્યાં દાકતરો દવા આપે છે.

**પોસ્ટ ખાતું**—કાગળ, પૈસા, તથા થેંગીઓ એક સ્થળેથી બીજે સ્થળે મોકલવાનું કામ આ ખાતું કરે છે. આ ખાતા જોડે સેવિંગ્સ બેંક પણ હોય છે. તેમાં લોકો પોતાના પૈસા વ્યાજે મૂકી શકે છે. આ ખાતા તરફથી પોસ્ટ આફિસ ચાલે છે. તેના ઉપરીને પોસ્ટ માસ્તર કહે છે. પોસ્ટમાસ્તરના ઉપરીને સબ પોસ્ટમાસ્તર અને તેના ઉપરી જિલ્લાના પોસ્ટલ ઇન્સ્પેકટર છે.

**લોકલફંડખાતું**—સરકાર જમીનનું મહેસુલ લે છે, તે ઉપરાંત એક રૂપીએ એક આના પ્રમાણે ખેડુત પાસેથી વધારો લઇ તેનું એક ફંડ સ્થાપવામાં આવ્યું છે, તે લોકલફન્ડ કહેવાય છે. આ ફન્ડમાંથી કુવા, વાવ, રસ્તા વગેરે બંધાવવામાં તેમજ શાળાઓ પણ ચલાવવામાં આવે છે. આ ફંડનો કારભાર પ્રજાના માણસો તથા સરકારના અધિકારીઓ ભેગા મળી કરે છે. આવી સંસ્થા હરેક

તાલુકા અને જિલ્લામાં છે. તાલુકાની સંસ્થા **તાલુકા લોકલ બોર્ડ** અને જિલ્લાની **જિલ્લા લોકલબોર્ડ** કહેવાય છે.

**મ્યુનિસિપાલિટી**—મોટાં શહેરોમાં શહેરનો વહિવટ કરવા, શહેરના સારા સારા માણસોની પસંદગી કરી તેમાં સરકાર પણ કેટલાક માણસો નીમી તેની મારફતે શહેરનો કારભાર ચલાવે છે. મ્યુનિસિપાલિટીનું મુખ્ય કામ શહેરની સુખાકારી જાળવવી, રસ્તા બંધાવી સાફ કરાવવા, દીવાબત્તી કરવી, છોકરાંઓને માટે પ્રાથમિક શાળાઓ ચલાવવી, સ્વચ્છ પાણી પુરૂં પાડવાની ગોઠવણો કરવી વગેરે હોય છે. આ વહીવટ ચલાવવા, તેઓ મકાનો ઉપર તેમજ આવતા જતા માલ ઉપર કર નાખી પૈસા ભેગા કરે છે.

આ સિવાય **આબકારીખાતું**, **શિતળાખાતું**, **જંગલખાતું** વગેરે ઘણાં ખાતાં છે. કમિશનર સિવાય ઉપર કહેલાં ખાતાં પર દેખરેખ રાખવા વિભાગમાં એકેક મુખ્ય અમલદાર પણ હોય છે.



# ભૂગોળની વ્યાખ્યાઓની સમજ.

ભૂગોળ=ભૂ=પૃથ્વી--જમીન+ગોળ=ગોળો.

આપણે જેના ઉપર રહીએ છીએ તેનો આકાર ગોળ છે.

**તળાવ**—ચોમાસામાં જમીન પર વરસાદનું જે પાણી પડે છે, તેમાંનું કેટલુંક આસપાસ ખાડા હોય છે, તેમાં પણ ભરાય છે. પાણીથી ભરેલા આવા મોટા ખાડાને **તળાવ**

કહે છે. તળાવનું પાણી નાહવા ધોવાના તથા ઢોરને પીવાના કામમાં આવે છે.

**નદી**—મીઠા પાણીનો પ્રવાહ પર્વતમાંથી નીકળી ઢળતી જમીનમાં વહી દરીઆને મળે તેને નદી કહે છે.

**દરીઓ કે સમુદ્ર**—પૃથ્વી પરના ખારા પાણીના મોટા ભાગને દરીઓ કે સમુદ્ર કહે છે.

**અખાત**—સમુદ્રનો ફાંટો લાંબો થઈને જમીનમાં ગયેલો હોય, તેને અખાત કહે છે. જેમકે ખંભાતનો અખાત.

**ઉપસાગર**—ઉપ=નાનો+સાગર=સમુદ્ર. નાનો સમુદ્ર. અખાતથી મોટો હોય તેને ઉપસાગર કહે છે.

**ભૂશિર**—ભૂ=જમીન+શિર=માથું. જમીનની અણી. લાંબી થઈને સમુદ્રમાં ગયેલી હોય, તેને ભૂશિર કહે છે.

**સામુદ્રધુની**—પાણીના બે મોટા ભાગને સાંધનારો પાણીનો નાનો ભાગ, તેને સામુદ્રધુની કહે છે.

**સંયોગીભૂમિ**—જમીનના બે મોટા ભાગને સાંધનારો જમીનનો નાનો ભાગ તેને સંયોગીભૂમિ કહે છે.

**બેટ**—જેની ચારે બાજુ પાણી અને વચ્ચે જમીન હોય તેને બેટ કહે છે.

**દ્વીપકલ્પ**—જેની ત્રણ બાજુ પાણી અને એક બાજુ જમીન હોય તેને દ્વીપકલ્પ કહે છે.

**નદીનું મૂળ અને મુખ**—જ્યાંથી નદી નીકળે છે તે મૂળ, અને જ્યાં નદી મળે તે મુખ કહેવાય છે. ઘણીખરી નદીઓનાં મૂળ પર્વત હોય છે, અને મુખ દરીઆ હોય છે.

**નદીનો સંગમ**—જે સ્થળે બે કે તેથી વધારે નદીઓ ભેગી થતી હોય, તેને સંગમ કહે છે.

**બંદર**—જે શહેર દરીઆકિનારે કે નદીકિનારે આવેલું હોય અને જ્યાંથી વહાણુ મારફતે માલ અને માણુસો ચઢતાં ઉતરતાં હોય તેને બંદર કહે છે. જેમકે ખંભાત, સુરત, ભરૂચ.

**દીવાદાંડી**—દરીઆમાં કેટલેક ઠેકાણે પાણીની નીચે પત્થરના મોટા ખડકો હોય છે, તે પાણીને લીધે દેખાતા નથી. દૂરથી આવનાર વહાણુ તેની સાથે અથડાઈને ભાંગી જાય છે, તેથી આવા સ્થળે એક ઉંચે થાંભલા પર ફરતો દીવો રાખવામાં આવે છે, તેને **દીવાદાંડી** કહે છે. ઘોઘા પાસે આવી દીવાદાંડી છે.

**રણુ**—જે જગામાં ઝાડ, પાન, પાણી કે વસ્તી હોય નહિ, અને જ્યાં મોટા ભાગે પુષ્કળ રેતીજ હોય તે જગા રણુ કહેવાય છે. જેમકે કચ્છનું રણુ.

**ખીણુ**—બે પર્વતોની વચ્ચે આવેલી ઉંડી જગાને ખીણુ કહે છે.

---

## અમદાવાદ જિલ્લો.

**સીમા**—ઉત્તરે ગાયકવાડનો કડીપ્રાંત તથા મહીકાંઠા એજન્સિ આવેલાં છે. પશ્ચિમે કચ્છનું રણુ અને ઝાલાવાડ આવેલાં છે. દક્ષિણમાં ભાવનગરનું રાજ્ય, અને પૂર્વમાં ખેડા જિલ્લો, ખંભાતનું રાજ્ય અને ખંભાતનો અખાત આવેલાં છે.

**સામાન્ય વર્ણન**—ઉત્તર વિભાગમાં સૌથી મોટો આ જિલ્લો છે, અને તે ઉત્તરમાં આવેલો છે. આ જિલ્લાના

તાલુકા એક જથ્થામાં આવેલા નથી, પરંતુ બીજાં દેશી રાજ્યોને લીધે જુદા જુદા વહેંચાઇ ગયા છે. આખા જિલ્લાના કુદરતી ત્રણ વિભાગ છે. ઈશાન ખુણા તરફ આવેલો ૧ પ્રાંતીજ. એમાં મોડાસાનો પહાડી પ્રદેશ આવી જાય છે. ૨ મધ્ય વિભાગ. તેમાં વીરમગામ, સાણંદ, દસક્રોઈ, ધોળકા અને ધંધુકા તાલુકા આવી જાય છે. ૩ ઘોઘા પેટામહાલનો છે. આ જિલ્લાના ધોળકા તાલુકાનો દક્ષિણ ભાગ, અને ધંધુકા તાલુકાનો પૂર્વ ભાગ **ભાલના** નામથી ઓળખાય છે, ત્યાં ઘઉં સારા થાય છે. દસક્રોઈ તાલુકાની ડાંગર વખણાય છે. અમદાવાદ જિલ્લાની વસ્તી લગભગ ૯ લાખ માણસની છે.

## નદીઓ.

**સાબરમતી**-અંબાજી માતાના ધામથી થોડે છેડે અરવલ્લીના ડુંગરમાંથી નીકળે છે. તેની લંબાઈ ૨૦૦ માઇલની છે. તે ઉત્તરથી દક્ષિણ તરફ વહી ખંભાતના અખાતને મળે છે, તેની ઉપર મુખ્ય શહેર અમદાવાદ છે.

**મેશ્વો, માજુમ, ને વાત્રક**-ડુંગરપુરની દક્ષિણેથી નીકળી ખેડા જિલ્લામાં દાખલ થાય છે, અને ત્યાંથી આગળ જતાં શેઢી નદીનો આની સાથે સંગમ થાય છે. આગળ જતાં એ ચારે નદીઓ વૌઠા આગળ સાબરમતીને મળે છે. અહીં નજીકમાં ખારી નદી પણ આવી સાબરમતીને મળે છે. પ્રાંતીજ તાલુકાની નજીક હાથમતી પણ સાબરમતીને મળે છે, અને એ રીતે **વૌઠા** આગળ સાત નદીઓનો સંગમ થાય છે તેથી તે સ્થળ પવિત્ર મનાય છે.

**ભોગાવો** અને **ભાદર** પૂર્વ તરફ વહેનારી નદીઓ છે.

**તળાવો**—અમદાવાદ જિલ્લામાં બીજા જિલ્લાઓ કરતાં મોટાં તળાવો વધારે છે.

**નળ**—અમદાવાદ શહેરથી ૩૭ માઇલ દૂર નૈઋત્ય ખુણામાં આ સરોવર આવેલું છે. તે કુદરતી રીતેજ બનેલું છે. તેનો ઘેરાવો ૪૯ ચોરસમાઇલ છે. તેનું પાણી ખારૂં છે. તેની આસપાસ બરૂ અને ઘાસ ઊગે છે. ચોમાસામાં ભોગાવો નદીનું પાણી આની સાથે મળી જાય છે. અસલ આ એક દરીઆનો ભાગ ખસી સરોવર થઇ ગયું હશે એમ લાગે છે.

**કાંકરીઉં**—અમદાવાદ શહેરની દક્ષિણ દિશામાં આવેલું છે. તેને ગુજરાતના મુસલમાન પાદશાહ કુતુબશાહે બંધાવ્યું હતું. જ્યારે તે બંધાવ્યું ત્યારે તે જમીનમાંથી કાંકરા વધારે નીકળતા તે ઉપરથી તેનું નામ કાંકરીઉં પડેલું છે. તળાવની આસપાસ ફરતો સુંદર રસ્તો છે, અને વીજળીના દીવા મૂકેલા છે. તળાવની વચ્ચે નગીના વાડી છે, ત્યાં કેટલાક લોકો ફરવા જાય છે. શ્રાવણ માસના બીજા સોમવારે અને દશેરાને દિવસે અહીં મોટો મેળો ભરાય છે.

**ચંડોળા**–આ તળાવ પણ અમદાવાદની પાસે આવેલું છે. તળાવની પાસે શાહઆલમનો રોજો છે. તળાવની અંદર સુંદર કમળો થાય છે. ખારી નદીનું પાણી આ તળાવમા લેવામાં આવે છે, અને પછી નહેરો વાટે આસ-પાસનાં ખેતરોને પાણી પૂરૂં પાડવામાં આવે છે.

**મલાવ અને મુનસર**—મલાવ તળાવ ધોળકામાં અને મુનસર તળાવ વીરમગામમાં આવેલાં છે. ગુજરાતના સુપ્રસિદ્ધ રાજા સિદ્ધરાજની મા મીનળદેવીએ આ તળાવ બંધાવ્યાં હતાં. મલાવ તળાવ વિષે એવી વાત ચાલે કે મીનળદેવીએ જ્યારે તળાવ બંધાવવા માંડયું, ત્યારે એક બાઇનું ઘર વચ્ચે આવતું હતું. રાણીએ તે બાઇ પાસે તેનું ઘર વેચાતું માગ્યું, પણ તેણે આપ્યું નહિ. રાણીએ ધાર્યું હોત તો લોકોપયોગી કામ માટે બળાત્કારે તેની પાસેથી લેઈશકત, પરન્તુ તેમ ન કરતાં તળાવ વાંકું બંધાવ્યું. તે ઉપરથી "**ન્યાય જોવો હોય તો મલાવ તળાવ જુઓ**" એ કહેવત અત્યારે પણ ચાલે છે.

આ સિવાય અમદાવાદની નજીક **મલેકસાબાનું** અને ઘોઘાની પાસે **સોનેરીઉં** વગેરે તળાવો છે.

**દીવાદાંડી**—દરીઆમાં પત્થરના ખડકો કેટલીક વાર પાણીથી ઢંકાએલા હોય છે. દૂરથી આવતાં વહાણ આવા ખડકો સાથે અથડાવાથી કેટલીકવાર ભયંકર નુકસાન અને જાનમાલની ખરાબી થાય છે, તેથી તેવા ખડકો પર ચણતરના થાંભલા કરી તેની ઉપર ફરતા દીવા મૂકવામાં આવે છે, તેને દીવાદાંડી કહે છે. અમદાવાદ જિલ્લામાં આવી દીવાદાંડીઓ **પીરમ, ઘોઘા, ધોલેરા** અને **અકવાડામાં** છે.

## તાલુકા અને પેટામહાલ.

**તાલુકા—૧ ઉતરદસક્રોઇ, ૨ દક્ષિણદસક્રોઇ, ૩ વીરમગામ, ૪ પ્રાંતીજ, ૫ ધોળકા, ૬ ધંધુકા.**

**પેટામહાલ—૧ મોડાસા, ૨ સાણંદ, ૩ ઘોઘા.**

પેટામહાલ તાલુકાથી નાનો હોય છે, અને તેના ઉપરી અમલદારને **મહાલકારી** કહે છે.

---

## ઉત્તર દસક્રોઇ તાલુકો.

**નદીઓ–સાબરમતી** અને **ખારી**

ખારી નદીનું પાણી કેટલીક વખત **ચંડોળા** તળાવમાં લેવામાં આવે છે.

**પેદાશ**—આ તાલુકામાં મુખ્યત્વે કરીને **બાજરી, જુવાર, કઠોળ, ડાંગર** અને **શેરડી** થાય છે.

### જાણવા લાયક સ્થળો.

**અમદાવાદ**—(૨૭૪૦૦૭) સાબરમતી નદી ઉપર આવેલું છે. તે ગુજરાતના બાદશાહ અહમદશાહે આશરે ૫૦૦ વર્ષ ઉપર વસાવ્યું હતું. શહેરની આસપાસ ફરતો કોટ છે. શહેર ગુજરાતની રાજધાની કહેવાય છે. ઉત્તર-વિભાગના કમિશનર સાહેબ અને અમદાવાદ જિલ્લાના કલેક્ટર આ શહેરમાં રહે છે. શહેરમાં કાપડસુતરની ૮૦ મિલો છે. શહેરનો મુખ્ય વેપાર ત્રણ તાર–સુતર, રેશમ અને કસબ–છે. અહીં શાહઆલમનો રોજો, જુમામસીદ, કાંકરીઉં તળાવ, હઠીસીંગની વાડી, સ્વામીનારાયણનું મન્દિર, દાદાહરિની વાવ, ભદ્રનો કિલ્લો વગેરે અનેક સ્થળો જોવા જેવાં છે.

**સાબરમતી**—મહાત્મા ગાંધીજીનો આશ્રમ તથા જેલ જોવા જેવાં છે.

**નરોડા**—ગામમાં વૈષ્ણવધર્મની **બેઠક** અને શ્રાવક લોકોનું **દહેરાસર** છે. ગામથી ૦॥ માઇલ દૂર **ધનુષધારી**

માતા છે. ત્યાં **અષાડ સુદ ૧૫** ને દિવસે મેળો ભરાય છે. ગામમાં **પત્થરની વાવ** જોવા જેવી છે.

**અડાલજ**—અડાલજમાં આજથી સવા ચારસો વર્ષ ઉપર બાંધેલી પત્થરની **વાવ** છે. તે રૂપીઆ પાંચ લાખના ખર્ચે **રૂડાં** નામે રજપુતાણીએ બંધાવી હતી. ગુજરાતમાં એવડી મોટી અને સુંદર વાવ એકે નથી. અડાલજ જવા **ખોડીઆર** સ્ટેશને ઉતરવું પડે છે. ત્યાંથી અડાલજ ૨ માઇલ છે.

**સરખેજ**—સરખેજમાં **મહમદ બેગડા**ની અને તેના ગુરુ **ગંજબક્ષ**ની કબરો ઉપર બાંધેલો સુંદર રોજો છે. પાસે એક મોટું તળાવ છે. રોજામાં ચાંદીની એક **સાંકળ** છે, તે અસલ ગુનેગારોને પકડાવવામાં આવતી હતી. ગુજરાતમાં આ રોજો સારામાં સારો છે. કબરો તથા જાળીઓ ઉપરનું **કોતરણી કામ** જોવા જેવું છે.

**અચીએર**—અચીએરનું રંગાટી કામ વખણાય છે. **સાલ્લા** અને **ગોદડાનાં ખોળીઆં** અહીં સારાં બને છે.

આ સિવાય ગોમતીપુર, ઉવારસદ, કોચરબ, વળાદ, ઓગણજ, નિકોલ, ચાંદખેડા, રાયપુર, સૈજપુર વગેરે ગામો છે.

**રેલવે સ્ટેશનો**—અમદાવાદ, એલીસબ્રીજ, સાબરમતી, આંબલીરોડ, ખોડીઆર, અસારવા, નરોડા, મેદરા, સરખેજ ને મોરૈયા.

---

## દક્ષિણ દસક્રોઈ તાલુકો.

**નદીઓ**—સાબરમતી, ખારી અને મેશ્વો.

**પેદાશ**—આ તાલુકામાં મુખ્ય પાક ડાંગરનો છે. અહીંની ડાંગર આખા ગુજરાતમાં વખણાય છે. તે સિવાય વરિઆળી, શેરડી, ગળી, જુવાર, બાજરી, કઠોળ વગેરે થાય છે.

### જાણવા લાયક સ્થળો

**વટવા**—અમદાવાદથી દક્ષિણે આવેલું છે. અહીં કબરો અને તે પરના **રોજા** અને એક **મસીદ** જોવા જેવાં છે. રોજામાં શાહઆલમના પિતાને દાટવામાં આવ્યા છે. **બાટવા** નામના રબારીએ તેમની સારી સેવા કરવાથી, તેના નામ ઉપરથી ગામનું નામ વટવા પાડયું છે. અહીંની **કેરીઓ** વખણાય છે.

**બારેજા**—આ ગામમા **ડાંગર** પુષ્કળ થાય છે. ગામમાં પાટીદારની વસ્તી વધારે છે.

**જેતલપુર**—**સ્વામીનારાયણનું** મંદિર અને તળાવ જોવા જેવાં છે. અહીં અષાડ સુદ ૧૧ ને રોજ **મેળો** (સામૈયો) ભરાય છે. ચંડોળા તળાવના પાણીથી અહીં **ડાંગર** પકવે છે.

**હીરાપુર અને કાસીન્દ્રા**—આ બન્ને ગામોમાં શેરડી પકવી તેમાંથી ગોળ બનાવવામાં આવે છે. ગુજરાતમાં સારામાં સારાં માટલાંનો ગોળ અહીં બને છે.

**પીરાણા**—**ગીરમથા** ગામની પાસે **પીરાણાનો** રોજો જોવા જેવો છે. **પીરાણાનો** ધર્મ હિન્દુ અને મુસલમાન

બન્ને કોમો પાળે છે. અહીંના મહંતને **કાકા** કહે છે. **ચૈત્ર સુદ ૧** ને દિવસે હિન્દુ મુસલમાનનો મોટો મેળો ભરાય છે.

**લાંભા**—લાંભા ગામથી અડધો ગાઉ દૂર **બળીઆ કાકાનું** ધામ છે ત્યાં અમદાવાદના અને તેની આસપાસના લોકો **બાધા** કરવા જાય છે.

આ સિવાય બારેજડી, અસલાલી, કણભા, ભુવાલડી, વહેલાલ, વિસલપુર, ગામડી, મીરોલી, રામોલ, વાંચ, હાથીજણ, નાદેજ. પાલડી વગેરે ગામો છે.

**રેલવે સ્ટેશન**—વટવા ને બારેજડી.

---

## પ્રાંતીજ તાલુકો.

**નદીઓ**—સાબરમતી, હાથમતી, મેશ્વો, અને ખારી.

**મુખ્ય ગામો**—

**પ્રાંતીજ**—પ્રાંતીજ તાલુકાનું મુખ્ય ગામ છે, પાસે પાણીનો એક મોટો ખાડો-**બોખ**-છે, તેમાં સુંદર **કમળો** થાય છે. અહીંના સાબુ વખણાય છે.

**હરસોલ**—મેશ્વો નદી ઉપર છે. ત્યાંની મસીદ અને બુરજ જોવા જેવાં છે. અગાઉ અહીં લશ્કરી ટુકડી રહેતી હતી. ગામની પાસે એક ઝરો છે. તેનું પાણી રાત્રે ઉનું અને દિવસે ટાઢું થાય છે. તેનો સ્વાદ વિચિત્ર છે. તેના પાણીથી કેટલાક રોગ મટે છે.

આ સિવાય ઓરણ, ગાબડ, ધનસુરા, ચોઈલા દહેમાઇ વગેરે ગામો છે.

---

## વીરમગામ તાલુકો.

**તળાવો**—ગંગાસર અને મુનસર.

**મુખ્યગામો**—

**વીરમગામ**—અનાજ અને રૂના વેપારને માટે પ્રખ્યાત છે. અહીંની રજાઇઓ વખણાય છે. ગામમાં સિદ્ધરાજની મા મીનળદેવીએ બંધાવેલું મુનસર તળાવ તથા સિદ્ધરાજનું બંધાવેલું ગંગાસર તળાવ જોવા જેવાં છે.

**ખારાઘોડા**—વીરમગામ તાલુકામાં આવેલું છે. અહીંના કુવાનું પાણી ખારૂં છે, તેથી કુવામાંથી પાણી કાઢી મીઠું પકવવામાં આવે છે. આ મીઠાને વરાગડુ મીઠું કહે છે. વીરમગામથી ખારાઘોડા સુધી એક રેલવેનો ફાંટો છે.

**પાટડી**—ગામની આસપાસ કોટ અને તેની વચ્ચે એક કિલ્લો છે. અહીંના દરબારને દેશાઈ કહે છે. તે જાતે કડવાકણબી છે. ધ્રાંગધ્રા રાજ્યનું એ અસલ મુખ્ય મથક (પાટ) હતું, તેથી પાટડી કહેવાય છે. અહીં પહેલાં મીઠું પકવતા હતા. ગામમાં એક વાવ જોવા જેવી છે.

**માંડલ**—અહીં જુની મસીદો તથા જૈનનાં દહેરાં જોવા જેવાં છે. અહીંથી રૂ પરદેશ જાય છે.

**ભોયણી**—જૈન લોકોનું મોટું અને સુંદર **દેરાસર** છે. અહીં **મલ્લીનાથજીની મૂર્તિ** છે, તે જમીનમાંથી જડી હતી. હજારો જનો અહીં જાત્રા કરવા આવે છે. દહેરાની આસપાસ ધર્મશાળાઓ છે.

આ સિવાય **ઓગંરાણુ, રામપુરા, સીતાપુરા, સિહોર** વગેરે ગામો છે.

**રેલવેસ્ટેશનો—વીરમગામ, જખવાડા, પાટડી, ઝુંડ, ભોયણી, ભંકોડા, દેત્રોજ, ખારાઘોડા.**

---

## ધોળકા તાલુકો.

**તળાવો—મલાવ, ખાન,** અને **નળ.** નળ સરોવર ધોળકા તાલુકાની પશ્ચિમે આવેલું છે. તેનું પાણી ખારૂં છે. તેને **નળકાંઠો** કહે છે. તેનાથી ડાંગર પકવે છે.

**ધોળકા**—આ શહેરને પ્રથમ **વૈરાટનગરી** કહેતા હતા. પાંડવો અહીં એક વર્ષ છુપા રહ્યા હતા. ગામમાં પાંડવોની નિશાળ અને મીનળદેવીનું બંધાવેલું **મલાવ તળાવ** તથા **ખાન તળાવ** જોવા જેવાં છે. ધોળકાનાં **સુંઠ, દાડમ** અને **જામફળ** વખણાય છે.

**વૌઠા**—ધોળકા તાલુકામાં આવેલું નાનું ગામ છે. ત્યાં સાત નદીઓનો સંગમ થાય છે તેથી કાર્તકી પુનમ ઉપર ત્યાં લગભગ એક લાખ માણસનો મોટો મેળો ભરાય છે.

આ સિવાય **બાવળા, ચલોડા, કોઠ, ગાંગડ, અદરખા, સરગવાલા, વાસણા, કેલીઆ, કાવીઠા** વગેરે ગામો છે.

**રેલવે સ્ટેશનો—બાવળા, સાવજડા, ધોળકા, ગુંદી, કોઠ, ગાંગડ** વગેરે.

---

## ધંધુકા તાલુકો.

**નદીઓ—ભાદર, ગોમા, નીલકા ને ઉતાવળી.**

**મુખ્ય ગામો**-

**ધંધુકા**—ભાદર નદીના કાંઠા પર આવેલું છે. ગામમાં મામલતદાર, મુન્સફ તથા કસ્ટમ ખાતાની ઓફિસો છે. અહીં **હેમાચાર્યનો** જન્મ થયો હતો.

**ધોલેરા**—ખંભાતના અખાત પર **બંદર** છે. અહીંથી પુષ્કળ રૂ પરદેશ જાય છે. ધોલેરાનું **લક્કડ** કામ વખણાય છે.

**ભડીઆદ—ભડીઆદ્રા** પીરને નામે મુસલમાનોમાં નામીચું છે. અહીં વર્ષમાં એકવાર મેળો ભરાય છે. અહીંનો રોજો જોવા જેવો છે.

**ભીમનાથ**—ધંધુકાથી ૧૦ માઇલ નીલકા નદી પર આવેલું છે. **ભીમનાથ મહાદેવની** જાત્રા કરવા ઘણા લોકો અહીં આવે છે. શ્રાવણી પુનમ અને અમાસે અહીં મેળો ભરાય છે.

આ સિવાય **બરવાળા, ખસ,** ગાંફ વગેરે ગામો છે.

**રેલવેસ્ટેશન—ધંધુકા** અને **રાણપુર.**

---

## સાણંદ મહાલ.

**નદીઓ—સાબરમતી** અને **રોહર.**

**મુખ્ય ગામો—સાણંદ ને ગોધાવી.** સાણંદની **તમાકુ** અને **ઘઉં** વખણાય છે.

**રેલવે સ્ટેશન-સાણંદ ને છારોડી.**

---

## મોડાસા મહાલ.

**નદીઓ-વાત્રક ને માઝુમ.**

**મુખ્યગામ—મોડાસા.** મોડાસામાં મજબુત કિલ્લો છે.

---

## ઘોઘા મહાલ.

**નદીઓ-માલવગંગા, ગોમતી, માહેશ્વરી અને રાજેશ્વરી.**

**તળાવ—સોનેરીઉં.**

**મુખ્ય ગામ-**

**ઘોઘા**—દરીઆકિનારા પર બંદર છે. અહીં એક દીવાદાંડી છે, તે ૧૦ માઇલ દૂરથી દેખાય છે. અહીંની હવા સારી હોવાથી કેટલાક લોકો ઉનાળામાં અહીં હવા ખાવા આવે છે.

**વાલુકડ**—અહીં વાવ જોવા જેવી છે.

---

## ખેડા જિલ્લો.

**સીમા**—ઉત્તરે મહીકાંઠા એજન્સિ અને અમદાવાદ જિલ્લો, પૂર્વે અને દક્ષિણે મહી નદી તથા પશ્ચિમે સાબરમતી નદી આવેલાં છે.

**સામાન્ય વર્ણન**—આ જિલ્લો ગુજરાતનો બગીચો કહેવાય છે. તેનો મધ્યમ ભાગ ચરોતર કહેવાય છે. જિલ્લાની વસ્તી ૭૧૦૯૮૨ માણસોની છે. આ જિલ્લો બીજા જિલ્લાઓ કરતાં કેળવણીમાં બહુ આગળ વધેલો છે. મુખ્ય વસ્તી પાટીદરની છે, તેઓ ઉંચા કુળવાન ગણાય છે. તે ઉપરાંત

લગભગ ૩ લાખ ધારાળા વસે છે. તેઓ ખેતી અને મજુરી કરી પોતાનું ગુજરાન ચલાવે છે. વેપાર ધંધા અર્થે આફ્રિકા સુધી લોકો ગએલા છે. જિલ્લાનો મુખ્ય પાક **તમાકુ** છે. તે સિવાય બાજરી, કોદ્રા, બાવટો, તુવેર, જીરૂ, વરિઆળી, દરેક જાતનાં કઠોળ, કપાસ વગેરે થાય છે. કપડવંજમાં સાબુ બનાવવાનાં કારખાનાં છે. આ બનાવવાનું કારણ ત્યાં ઉસ પુષ્કળ મળી આવે છે. કપડવંજથી ૧૫ માઇલ પર આવેલી માજમ નદીમાંથી અકીકના પત્થર નીકળે છે, તે ખંભાત સાફ થવા જાય છે.

જિલ્લાના કલેકટરની કચેરી ખેડામાં છે. ખેડા સ્ટેશન નથી, પરંતુ મહેમદાવાદથી ખેડા સુધી પાકી સડક હોવાથી ઘોડાગાડી અને મોટર મારફતે ત્યાં જવાય છે, ન્યાય આપવાને માટે ખેડા, કપડવંજ, ઉમરેઠ, નડિઆદ અને બોરસદમાં મુન્સફની કોર્ટો છે. નડિઆદમાં આખા જિલ્લાની વડી અદાલત ( ડિસ્ટ્રીકટ કોર્ટ ) છે.

જિલ્લામાં મુખ્ય રેલવે બી. બી. એન્ડ. સી. આઇ. રેલવે છે. આણંદ અગત્યનું જંકશન છે. ત્યાંથી એક ફાંટો ગોધરા તરફ અને બીજો ખંભાત તરફ જાય છે. આ સિવાય નડિઆદથી કપડવંજ જવાની નાની ગાડી છે, તથા વસો પેટલાદ લાઇન બોરસદ અને માતર તાલુકાના લોકોને મુસાફરી કરવાને ઉપયોગી થઈ પડી છે. આખા જિલ્લામાં પાકી સડકો થવા માંડી છે.

## નદીઓ.

**મહી**–માળવાના ડુંગરમાંથી નીકળી ખંભાતના અખાતને

મળે છે. આ નદીમાં રેતી કરતાં પત્થર વધારે દીઠામાં આવે છે. તેના કાંઠા ઘણા ઉંચા અને કોતરવાળા છે. તેમાં ચોર લુંટારાઓ સંતાઈ રહે છે, તેથી કહેવત છે કે "ઉતર્યા મહી તો થયા સહી."

**શેઢી**—મહીકાંઠાના ડુંગરમાંથી નીકળી વાત્રક નદીને મળે છે. આ નદીના કિનારા ઊંડા અને તેના પાણીનો વેગ વધારે છે. તેનું તળીઉં કાદવ કીચડવાળું હોવાથી તેને ઓળંગવી મુશ્કેલ છે. આ નદીને મહોર નદી આવીને મળે ત્યાર પછી તેનું પાણી ખારૂં લાગે છે.

**વાત્રક**—મેવાડમાંથી નીકળી સાબરમતીને મળે છે. તેના ઉપર મુખ્ય શહેર મહેમદાવાદ છે.

આ સિવાય **ખારી, મેશ્વો** અને **મહોર** નદીઓ છે.

**તાલુકા—૧ કપડવંજ, ૨ ઠાસરા, ૩ નડિઆદ, ૪ મહેમદાવાદ, ૫ માતર, ૬ આણંદ, ૭ બોરસદ.**

## જાણવા લાયક સ્થળો.

**નડિઆદ**—ખેડા જિલ્લામાં મોટામાં મોટું શહેર છે. અહીંના લોકો કેળવણીમાં બહુ આગળ વધેલા છે. પહેલાં અહીં રૂ અને ગળીનો વેપાર ઘણો સારો ચાલતો હતો, પણ હાલમાં અનાજનું મુખ્ય મથક ગણાય છે. ગામમાં સંતરામ અને નરનારાયણનાં ધામ તથા હિંદુ અનાથાશ્રમ જોવા જેવાં છે. મુખ્ય વસ્તી ખડાયતા વાણીઆ અને લેઉઆ પાટીદારની છે. ગામની સામી બાજુએ પ્રખ્યાત પાદરીનું દવાખાનું છે.

**મહેમદાવાદ**—વાત્રક નદી પર આવેલું છે. ગુજરાતના પાદશાહ મહમુદ બેગડાએ પોતાના નામ પરથી આ

શહેર વસાવ્યું હતું. અહીં. તેનાં બંધાવેલાં ભમરીઓ કુવો અને ચાંદા સુરજના મહેલ જોવા જેવાં છે. પહેલાં મહેમદાવાદથી અમદાવાદ સુધી ભોંયરૂં હતું, તે હાલ પુરાઇ ગયું છે.

**ખેડા**—જિલ્લાનું મુખ્ય શહેર વાત્રક અને શેઢીના સંગમ પર આવેલું છે. મહેમદાવાદથી ખેડા જવાની પાકી સડક છે. અહીં સિવિલ ઇસ્પિતાલ અને કલેકટરની કચેરી છે.

**આણંદ**—રેલવેનું જંકશન છે. અહીં ગોધરા, ખંભાત, અમદાવાદ અને મુંબઈ તરફથી આવતી ગાડીઓ ભેગી થાય છે. અહીં સરકારી કચેરી, પાદરીનું દવાખાનું અને પ્રેમચંદ રાયચંદની ધર્મશાળા છે. ગામમાં ચરોતર એજ્યુકેશન સોસાયટીની શાળા જોવા જેવી છે. આણંદની ઢીંકણી વખણાય છે.

**ડાકોર**—ઠાસરા તાલુકામાં જાત્રાનું ઠેકાણું છે. આખા ગુજરાતમાં મોટામાં મોટું જાત્રાનું ધામ આ છે. અહીં રણછોડજી મહારાજની મૂર્તિ છે. દહેરાની સામે ગોમતી નામે તળાવ છે. આસો સુદ ૧૫ એટલે માણેકઠારી પુનમ ઉપર મોટો મેળો ભરાય છે. ૮૦૦ વર્ષ ઉપર બોડાણા નામના ભક્ત દ્વારકાંથી રણછોડજીને અહીં લઇ આવ્યા હતા.

**વડતાલ**—નડિઆદથી આઠ માઇલ દૂર એક નાનું ગામ છે. અહીં સ્વામીનારાયણનું મોટું મંદિર છે. વડતાલ જવા બોરીઆવી સ્ટેશને ઉતરવું પડે છે, અને ત્યાંથી નાની રેલવે મારફતે વડતાલ જવાય છે. અહીં કાર્તકી તથા ચૈત્રી પુનમે મોટો મેળો ભરાય છે.

**કપડવંજ**—મોહોર નદી પર આવેલું છે. અહીં સાબુ તથા કાચ બનાવવાનાં કારખાનાં છે. સિદ્ધરાજે બંધા

વેલાં કુંડ અને વાવ જોવા જેવાં છે. ગામમાં વહોરા લોકો-ની હવેલીઓ ખાસ ધ્યાન ખેંચે તેવી છે. તે લોકો ઘણા-ખરા વેપાર અર્થે પરદેશ રહે છે.

**લસુંદ્રા**—કપડવંજ તાલુકામાં ઉના પાણીના કુંડને માટે પ્રખ્યાત છે. અહીંના પાણીમાં ગંધકની વાસ આવે છે, તેથી તેમાં નાહવાથી ચામડીનાં કેટલાંક દરદો મટે છે.

**ઉમરેઠ**—ખેડા જિલ્લામાં વેપારનું બીજા નંબરનું ગામ છે. ગામમાં જુની વાવ તથા રણછોડજીનાં પગલાં જોવા જેવાં છે. ખેડાવાળ બ્રાહ્મણ અને ખડાયતા વાણીઆ-ઓની વસ્તી વધારે છે.

**કરમસદ**—આણંદથી ખંભાત જતાં વચ્ચે આવે છે. નામદાર વિઠ્ઠલભાઈ પટેલ અને સરદાર વલ્લભભાઈની જન્મભૂમિ છે.

---

## પંચમહાલ જિલ્લો.

**પંચમહાલ=પંચ=પાંચ+મહાલ=ભાગ=પાંચ ભાગ.**

**સીમા**—પંચમહાલ જિલ્લાની ઉત્તરે રેવાકાંઠા એજન્સિ, દક્ષિણે વડોદરાનું રાજ્ય, રેવાકાંઠા એજન્સિ અને ધારનું રાજ્ય, પૂર્વે વાંસવાડા અને જાંબુઆ તથા પશ્ચિમે મહી નદી, અને ખેડા જિલ્લો અને વડોદરાનું રાજ્ય આવેલાં છે.

ઉપર કહ્યું તેમ તેના પાંચ ભાગ પાડેલા હોવાથી તે પંચમહાલ કહેવાય છે. આ પાંચ ભાગમાં ત્રણ તાલુકા અને બે પેટા મહાલ છે. રેવાકાંઠા એજન્સિનાં રાજ્યોથી આ જિલ્લાના બે ભાગ પડે છે. પૂર્વ ભાગમાં

